શુદ્ધિ [illegible]શિક્ષામાળા -૧.

॥ શ્રીમદ્વલ્લભપ્રભુર્જયતિ ॥

# શ્રીદયારામવાણી

## પ્રભુનો મહેલ !

નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો,
વસે મજાવાડીઓરે,
જે રે જાયે તે ઝાંખી પામે જીરે;
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધીરે,
હરિ ના મળે એકે ઠામેરે.
સત્સંગ દેશમાં ભક્તિ નગર છે રે,
પ્રેમની પોળ પૂછી જાજોરે.
વિરહતાપ પોળીઆને મળી મહોલે પેસજોરે.
સેવા સીડી ચઢી ભેળા થાજોરે.
દીનતા પાત્રમાં મનમણિ મૂકીને,
ભેટ ભગવંતજીને ધરજોરે.
હુંભાવ પુતળા નોછાવર કરીનેરે,
શ્રીગિરિધર વર તો વરજોરે.
અરે [illegible] મૂળ હરિ ઇચ્છારે,
કૃપા વિના સિદ્ધિ ન થાજોરે.
શ્રીવલ્લભશરણુ મળી સહુ પડે સહેલુંરે,
દૈવીજન પ્રતિ દયો ગાયેરે.

---

[ત્તિ ત્રીજી. ]   પ્રત ૪૦૦૦   [ સંવત ૧૯૮૦.

કિં. એક આનો.

# કાંઈક.

ભક્ત કવિવર દયારામભાઇની દિવ્યરસમય વાણીમાં કયું ભક્ત હૃદય મુગ્ધ બન્યું નથી? એ મહાન્ કવિએ, મહાન્ અનુભવીએ, મહાન્ રસિક ભગવદ્ભકતે ગુર્જરગિરામાં જે રસપ્રતિષ્ઠા કરી છે, તે ચિરસ્મરણીય છે.

તેમાંએ શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવો તો એમના કાયમના ઋણી બન્યા છે. જે ઓજસ્વિતા ભરી અને રસપૂર્ણ ભાષામાં એમણે પુષ્ટિસંપ્રદાયનું રહસ્ય સમજાવ્યું છે, તેનું સ્થાન અદ્વિતીય છે. એ મહાનુભાવી ભક્તનું સ્થાન પણ શ્રીપુષ્ટિસંપ્રદાયમાં ઘણું ઉચ્ચ છે. એમના જેવી ભાવના તો વૈષ્ણવોએ અહર્નિશ પ્રભુ પાસે માગવી રહી. એમનો ગુરુભાવનાનો આદર્શ એ ભાવનાની દિવ્ય સૃષ્ટિમાં અનુપમસ્થાન લઈ રહ્યો છે.

એ રસિક ભગવદીય કવિવરનો આજે ૧૪૯ મો જન્મદિન છે. આજના સુમંગલ દિને એમની ભક્તિસુધાનો આસ્વાદ લઈએ. એમની ભાવનાને ક્ષણવાર હૃદયમાં પધરાવી ભક્તિરસનો અનુભવ કરીએ. આવા મહાપુરુષની વાણીનું કીર્તન એ તેમનું અર્ચન છે. એમાં રહેલા ભાવોનું હૃદયમાં સ્થાપન એ કવિશ્રીનું ચિરસ્મરણ છે. અને એમાંજ આપણા કલ્યાણનું બીજ રહેલું છે.

ગત વર્ષે કવિશ્રીના જન્મદિન ઉપર આવોજ પહેલો એક સંગ્રહ પ્રકટ કર્યો હતો. તેનો અત્યંત આદર થયો. આજે પણ તેવોજ સંગ્રહ થોડા સુધારા વધારા સાથે પ્રકટ કરૂં છું. આશા છે કે ધર્મના મર્મજ્ઞો તેનો ખૂબ આદર કરશે. આ પહેલાનાં ગુંજનથી ગુજરાતમાં ફરી એ મહાન્ પવિત્ર સમયની કાંઇક ઝાંખી થશે.

વામનદ્વાદશી }
સંવત ૧૯૮૧ }

વસંતરામ શાસ્ત્રી
સંગ્રાહક અને પ્રકાશક.



હરિરત્ન ભક્ત શ્રીદયારામભાઈ, ડભોઈ.

જન્મ-સં. ૧૮૩૩ના વામનદ્વાદશી ૧૨. ગોલોકવાસ-સં. ૧૯૦૯ના માઘ કૃષ્ણ ૫

ભગવદીય ભાઈ નારાયણદાસ પરમાનંદદાસ શાહ તરફથી.

॥ श्रीमद्दयारामप्रभुर्जयति ॥

# શ્રીદયારામવાણી.

## મંગલાચરણ.

### રાગ કલ્યાણ, પદ ૧.

મહામંગલરૂપ ગુરુદેવ શ્રીમહાપ્રભુ,
જાકે પદપદ્મકો પ્રથમ સિર નાઈયે;
નામ લેત ઉદય હોત પરમ આનંદકંદ,
સકલ સંતાપ પાપ ટરે છબ ધ્યાઈયે. ૧
બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ સો શ્રીગુરુરાય,
અધિક સર્વ તીર્થ અંઘ્રિરજ નહાઈયે;
દયા કહે આચારજ અધિક કો દૂજો નાહીં,
ગુરુસેવા ચિંતામનિ, ઈપ્સિત ફલ પાઈયે. ૨

### રાગ કલ્યાણ, પદ ૨.

શ્રીકૃષ્ણ ગોવિંદ ગોપાલ ગોકુલેશ,
ગોપીજનવલ્લભ ગોવર્ધનધરન ધીર;
પરબ્રહ્મ પુરુષોત્તમ પ્રાનનાથ પદ્મનાભ,
પદ્માકાંત પ્રભુ હરત તનકી પીર. ૧
ભક્તવત્સલ દીનબંધુ દુષ્ટ નિકંદન;
જગન્નાથ જગદ્ગુરુ બાલકૃષ્ણ બલવીર;
યશોદોત્સંગલાલિત નંદલાલ રાધિકેશ,
દયા પ્રભુ બિહરત શ્રીયમુનાતીર ૨

## સ્વરૂપચિંતન.

### પદ ૩. રાગ—રામકલી.

કર ચિત્ત ચિંતન કોઇ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ તણુંરે;
પરમાનંદ ઉદય થાય અંતર, ન રહે પાપ સંતાપ અણુંરે. કર૦ ૧
સુંદર બાળકરૂપ રસાળું, ચરણ લંગરી વાગેરે;
ઠણુકણુતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગેરે. કર૦ ૨
નાકે મોતી ને લટે લટુરી સુંદર મુખપર ઝુમેરે;
હૈયે હેત વધ્યું જોઇ જશોમતી લઇ લઈ શ્રીમુખ ચુમેરે. કર૦ ૩
સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે;
નહિં ખાઉં બાબો ધાવીશ માડી, બોલે તોતડું કાલુંરે. કર૦ ૪
કયહું બેઠ ગુણ કરે કામિનીશું, દુષ્ટ દષ્ટિ બચાવેરે;
કે વાંસલડી વાતો વિઠ્ઠલ, ગૌચારી ઘેર આવેરે. કર૦ ૫
શ્રી ગોપીજનના ઘરમાંહે, મનગમતું સુખ મહાલેરે
કોઇ સમે ચોરી મહી ન્હાસે, કહી ગોપિકા ઝાલેરે. કર૦ ૬
શ્રીવૃંદાવન રાસમંડળમાં, નાચે જુગલકિશોરરે;
ઇત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. કર૦ ૭



## સ્વરૂપવિચાર.

### વિરુદ્ધધર્માશ્રય પ્રભુ

### કાલિંગડો. પદ ૪ થું.

કેવા કહીને તમને વર્ણવું વ્રજપતિ,
કંઇ કહેતાં સંભવતું નથી હે શ્રીનાથજી. ટેક.

વિરુદ્ધધર્માશ્રય રૂપ અકલિત ગતિ,
સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વથી હે શ્રીનાથજી. ૧
જીવ અણુમાત્ર અંતર વસો અતિ અણું,
મોટું તનુ કેટિ બ્રહ્માંડથી હે શ્રીનાથજી.
આચ્છાદિત કોટિ માયા થકી અતિ ઘણા,
પ્રકાશક અતિ માર્તંડથી હે શ્રીનાથજી. ૨
ભક્તરિપુ ભયંકર કોટિ કાળથી અધિક,
ભયંકર કોટિ શિવથી અતિ હે શ્રીનાથજી.
કોટિ અર્ભક અધિક અજ્ઞ નિજ ભક્તહિત,
કોટિ ગણપતિ અધિક મહામતિ હે શ્રીનાથજી. ૩
ઇંદ્ર કોટિ અધિક ભોગી ભગવંત છો,
કોટિ શુક અધિક યોગેંદ્ર છો હે શ્રીનાથજી.
કોટિ અગ્નિ અધિક દહનતા આપમાં,
શીતલ અધિક કોટિક ચંદ્ર છો હે શ્રીનાથજી. ૪
કમલ કોટિ અધિક મૃદુ હૃદય જનદુઃખે,
વજ્રાધિક કઠિન દુર્જન સમે હે શ્રીનાથજી.
કોટિ અવગુણું ગણો ગુણ અધિક નિજ તમે,
કોટિ ગુણ દોષ નિજજન દમે હે શ્રીનાથજી ૫
વેદ તપ દાન ધ્યાન પૂજન કરે તેના તે,
અનન્ય ભક્તિ આધીન છો હે શ્રીનાથજી.
કાલ માયા કંપે બ્રહ્માદિક ભય ધરે,
તે શ્રીગોપીજન આગળ દીન છો હે શ્રીનાથજી. ૬
જગત દુર્લભ ઘણા તે સુલભ ભક્તને,
પ્રેમવશ ન કરવાનું કરો હે શ્રીનાથજી,

અકથ અપરાધ અતિ બાધ માનો નહિ,
વિનતિ પણ ક્લેશ કોટિ હરો હે શ્રીનાથજી. ૭
શ્રીવલ્લભ શરણ સંબંધે મુને શ્રીહરિ,
ભક્ત સાચો કરો સર્વદા હે શ્રીનાથજી.
દુષ્ટ સંગતિ દુર્મતિ રતિ પાપમાં,
કહે દયો આપશો મા કદા હે શ્રીનાથજી. ૮

---

## પરાત્પર શ્રીકૃષ્ણ.

### પદ ૫ મું.

સેવ્ય ને શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ,
રાધિકાપતિ ગોવિંદ, ગોપિકાપતિ. સેવ્ય. ૧
મહાવાક્ય તત્ત્વમસિ, મર્મી તે તજ્યા મુનીંદ્ર,
લીન જેહમાં સ્વરૂપ, તેથી પર અતિ. સે૦ ૨
બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત ના લહે અચિંત્ય,
અથ સાધને ન સાધ્ય, યોગી ન તું યતિ. સે૦ ૩
આત્મારામ પૂર્ણકામ, ધામધામ વામ ગ્રામ,
શ્રેયસદ્મ નામ શ્યામ, અદ્ભુતાકૃતિ. સે૦ ૪
સ્વયંભૂ સ્વતંત્ર ગ્રહી, શકે ન કોઇ મંત્ર તંત્ર,
પ્રાપ્ત શુદ્ધ પ્રેમ આનન્યભક્તિ દીનમતિ. સે૦ ૫
લલિત છબી ત્રિભંગીલાલ, મદનમોહન અતિ કૃપાળ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સે૦ ૬

---

## અનન્યતા.

### પદ ૬ ઠું.

હરિને ભજે વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ન કહાવેરે;
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ, આગળથી અથડાવે રે.
ભજતાં ગોવિંદ કોઈ નવ રહે બાકીરે, મૂળનું પાણી સઘળે પહોંચેરે;
શાખાઓ છાંટે તરુ તૃપ્તિ ના પામેરે, શ્રમ પહોંચે સમજે ત્યારે શોચેરે.
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યાંરે, અજગરે ગળીઆ પીડા પામ્યારે;
પરિણામે છુટયા જયારે પ્રભુએ છોડાવ્યા, દેવીથી દુઃખ નવ વામ્યારે.
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભક્તેરે, દુર્વાસાદ્વારા દુઃખ દીઠુંરે;
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું, પણ ક્ષુધા કષ્ટ વપ એક વેઠયુંરે.
પાંડવનાઘરમાં પ્રકટ પ્રભુ વસ્યાપણ,શિવાદિકને સેવ્યાનીશ્રદ્ધા મનમાંરે;
કુંતા સંબંધે કેશવ કષ્ટે ધાયા, વિવિધની પીડા પામ્યા વનમાંરે.
એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે, અન્યાશ્રયે કીધે એવું થાયેરે;
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ, ઓળંભો કોઇને ના દેવાયરે.
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાયરે, સંશય ત્યાં લગી સિદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, એના બાલકને આશા એનીરે.

---

### પદ ૭ મું.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે મ્હારે નહીં સ્વામી બીજો          ટેક.
અવર કોઇનું કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીંજો. એક. ૧

સુખી દુઃખી જેમ ગમે તેમ સખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો એથી મન માન્યું, બીજે નવ ચાહું;
એના અતિ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઉં. એક. ૨
કૃષ્ણ વિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂં શતખંડ;
અવર દેવની આશ કરે અથ ભજે વળી બ્રહ્માંડ,
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક. ૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરિ દઢવત, ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીએ વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભાવજો કહે દયો, સદા ટેક મારી. એક. ૪

---

## નામસ્મરણ.

### પદ ૮ મું. ઝુલણા છંદ.

અહ્યા ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે,
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઇ કરતાં. અહ્યા. ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમાં.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમાં, અહ્યા. ૨

પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે, કૃષ્ણ કામે,
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અલ્યા. ૩

સહજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા.
લટકું અમૂલક ચાલ્યું ચેતો હવા,
નહી તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા. ૪

---

## પ્રભુપ્રાકટ્યાનંદ.

### પદ ૯ મું-રાગ કેદારો.

નંદનંદન પ્રકટ સ્વામી સમજ્યાવિના, બ્રહ્મનિજ માને સુખ શું વિચારો ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કોઇ કામિની તેને સુખ કેવુ હોય
મનમાં ધારો. ૧

સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને, અન્ન ઉપજે નહીં વિના વૃષ્ટિ;
એમ અંતર્યામી ઓળખે શું સર્યું પ્રકટ અનુભવ વિના સુખ શું દષ્ટિ ? ૨

નાગ સ્ફુટ નિંદિએ રાફડો પૂજીએ પ્રસન્ન થઇ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ કાંત વણ કામ દુ:ખ કોણ કાપે ? ૩

ઘૃત વિના સાખણે મોદક ચોળાય નહીં પૂરવા દીપ નવ કામ લાગે;
પુત્ર પ્રકટયા વિના વંશવૃદ્ધિ ક્યહાં ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. ૪

ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં કાષ્ઠ ચાપે તુર્ત ન લાહે લાગે;
સૂર્યવ્રતવાળાં દિન દેખી જમતાં નથી અજે‍ંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે.૫

ગોલારાણા નામ ભાટનું રાયજી નાપિક પારેખ ધંતુર કનક કહાવે;
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે બ્રહ્મપણું જીવ તેનુ શોભાવે. ૬
બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ મુક્તાફલ જલ કદાપિ ન થાય;
વસ્ત્ર પાછું કપાસ ન કોટિ પ્રયત્ને ઉલટી વહી નદી મૂલમાં ન જાય. ૭
સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા;
ઉદ્ધવશુકદેવશિવ ભજનાનંદ ભોગિયા બ્રહ્માનંદ ત્યાગ્યો
ઉતરેલો ઝીવા. ૮
અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ આપી લેતા નથી સેવક સાચા;
સ્વરૂપાનંદ સુખ મોક્ષમાં ન મળે કહે દયો માગે બુદ્ધિના જે કાચા. ૯

---

## શિક્ષા પદ ૧૦ મું.

ગાજે ગાજે રે ગોવિંદ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે. ૧
નેત્રે નિરખજે નંદનંદને, હરિયશ રસ શ્રવણને પાજે. ગાજે. ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદીતુલસી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગ ખાજે.ગાજે. ૩
નમન કરે શિર હરિહરિજનને, તીર્થતીર્થમાં તું નિત્ય નહાજે. ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે. ૫
સત્સંગતિવિના પલક ખોઇશ મા, દુષ્ટસંગ થકી દૂર પળાજે.ગાજે. ૬
દેહધારી સહુપર દયા રાખે, હરિ ગુરુ હરિસમા ચહાજે. ગાજે. ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે, છલ કરી વિશ્વને મા વહાજે. ગાજે. ૮
એ શિક્ષા દયો કહે જે સધી આવે, તો વણશ્રમે વૈકુંઠ જાજે. ગાજે. ૯

---

## વૈષ્ણવદર્શન.

### પદ ૧૧ મું.

તે ભગવદીયનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નહાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧
પ્રેમભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદૃષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે:
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે,
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે; તે૦ ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬
ઇંદ્રિયજિત અભિમાન રહિત શુચિ, મોહમાયાથી રહે અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ, મારા શિરપર સદા ઠરજોરે. તે૦ ૮

---

## પ્રેમ.

### પદ ૧૨ મું.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરે દૂધ હોય તે, સિંહણ સુતને જરે,

કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણુજ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ. ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલા મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટિ સાધને પ્રેમવિના; પુરુષોત્તમ પૂઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર વર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ. ૫

---

## પ્રેમપરીક્ષા.

### ગરબો, પદ ૧૩ મું.

ઉદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો ન આવે બની. ૧
પ્રસૂતાની પીડારે; વંધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨
મૂંગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું,
સમજે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુઃખનેરે, કાયર તે તો શું પ્રીછે,
એમાં જ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે. ૪
નેમ સઘળા નાસેરે, પ્રેમ જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવીરે, તે ઉત્તર કયમ આપે. ૫

આશક માશુકમાંરે, રૂપ ગુણ સહુ દેખે,
જેવું ભાસે છે તેહને રે અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત્ત જયહાં ચોંટયું રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે. ૮
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે વેલી તો ફરી ના હટે. ૯
શીખે સાંભળે ન આવેરે, ઉદ્ભવ અતિ પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સહેજેરે, છુટે ના પછી છોડી
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછી અંકોડી. ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી,
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મહોટી મનની મોહિનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રહે છે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી,
જુઓ દૃષ્ટિ ચકોરનીરે અચળ રહે છે ઇંદુભણી. ૧૪
લાજ સુધ બુધ સામર્થ્યરે, પ્રેમીજનમાં ન ટકે,
મધુકર વાંસ કોરેરે, કમળ નવ ભેદી શકે. ૧૫
મૃગ સહેજે મરે છે રે, પલાયન અભ્યાસી.
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬
દૃષ્ટિ પ્રીતનો માર્યોરે, પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનોરે' તોયે સ્નેહીનેરે મળે. ૧૭

રહે ચાતક તરસ્યોરે, સદા બાર માસ લગી,
પીએ સ્વાતીનું વારિરે, અવર સ્પર્શે ન ડગી. ૧૮
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાંખે મરે. ૧૯
જેનું મન જેશું માન્યુરે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે. ૨૦
બે વૈરાટનાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો,
કંજ કરમાય ચંદ્રેરે, ફુલે રવિ નેહ વસ્યો. ૨૧
કંઠ વળગી ના છુટેરે, એ પ્રેમતણી ફાંસી,
ટાંચ્યો હોયતો તૂટેરે, સૂણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઉદ્ધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે,
તે તો ચચળ અમારૂં રે, ચિત રસિયામાં રમે. ૨૪
જેનું મન માને રે, જોગ તે સુખે ગ્રહો,
અમો તો એહ માંગું રે, પ્રીતમજીશું પ્રીત રહો. ૨૫
તમારા હરિ સઘળે રે અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણુંરે, અમો રીઝું ચંદ્ર મળે ૨૬
ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ઠરે,
તે પ્રકાશને પેખીરે, કહો શું સંતોષ ધરે. ૨૭
એવાં વચન સુણીને રે ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટી રે, ગયું મન સ્નેહે મળી. ૨૮
અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહું કૃપા પ્રીતમજીરે, નિશ્ચય એક તમને જડયા. ૨૯

## પદ ૧૪ મું—રાગ કાલિંગડો.

સખી હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં, સખી હું તો ટેક
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં-૧
પીડા પામે રે પૂરો થશે નવ ભાવે, જાદુડો એવો જે કાંઇ એહમાં-૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે, જેનું મન માન્યું જેહમાં-૩
સ્વાધીનને પરાધીન કરી નાંખે, નેહ વિના .એહ બળ કેહમાં-૪
હું દુઃખી વ્હાને વ્હાલો વિકળ ત્યહાં છે, સુખી ના મળે કોઇ બેહમાં-૫
દયાના પ્રીતમ સદા સમીપ વસે તો ભીજી રહું આનંદ મેહમાં-૬

## પદ ૧૫ મું.

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી,
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી,
અંતરમાંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી ૨
નિજ નાભિમાં કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ ધનવંત કહાવે ન ધરણી ૩

## પદ ૧૬ મું.

## પ્રભુભાવ વિનાની નીતિ!

જો હરિભાવ નથી રે ભાવ નથી; તારો સહુ શ્રમ મિથ્યા જાણ,
હું કહું તેવું પરમાણ. જો હરિ૦ ટેક
કામ જીત્યો ત્યારે વધ્યો એક વ્યંડળ, ક્રોધ જીતે વધ્યો વૃક્ષ રે;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર, યોગી કહે નહીં દક્ષ. ૧
મોહ જીત્યો ત્યારે વધ્યો એક ચોરો, વ્યસની વધ્યો જીત્યો ગર્વ રે;
મત્સર જીતે ત્યારે ઉન્માદ વાધ્યો, સમજુ બોલે સર્વ. ૨

પવનાહારી તો વધ્યો એક[1] પન્નગ, પય આહારી તો વત્સ રે;
મધુરભાષી તો મયૂર વધ્યો એક, તીર્થ સ્નાની તો મત્સ્ય. ૩
વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ, વિવિધશાસ્ત્ર ચંડોળ[2] રે;
પૂજાયો ત્યારે વધ્યો એક મણિધર વણ મતિ અઘ રંગ રોળ ૪
શૂન્ય સમાધે વધ્યો એક કેકી, વધ્યો મૃગ વાસે રાનરે;
અલ્પ આહારી તો શુક વધ્યો એક, અલ્પ નિદ્રા તો શ્વાન. ૫
દાન આપી એક વધ્યો યશલોભી, વધ્યો અશક્ત થયે શાંતરે;
ત્યાગી થયો ત્યારે વધ્યો એક દરિદ્રી, અહિ વધ્યો વસે એકાંત. ૬
શીતઉષ્ણતૃષા સહે વધ્યો એક તરુવર તૃષા તજે વધ્યો ઘૂણરે;
નિઃશંક થયો ત્યારે સાંઢ વધ્યો એક, રોગી વધ્યો તજે લૂણ. ૭
વધ્યો પતંગ હોમે તન અગ્નિ, બુડે જળ વધ્યો એક દુખીયોરે;
વડો કર્યો ત્યારે દીપ ઓલાયો, મહાજન કહે નહીં મુખીયો. ૮
સહિત ભાવ હરિ સર્વ સફળ છે, અંક સહિત જેમ શૂન્ય રે;
દયો કહે હરિ ભજી લ્યો ભાવે, કદી રહે નહીં ન્યૂન. ૯

---

## મહાપુરુષોની કૃતિ ન કરવી.

### પદ ૧૭ મું.

મોહોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય સો કામ, આપણ તો મરિયે. મોટા૦ ટેક.

---

૧. પવનનો આહાર કરે તો એક સાપ વધ્યો એમ જાણવું.
૨. સુંદર ગાન કરતું એક ચંડોળ નામનું પક્ષી થાય છે.
૩. ઘુણ-લાકડું કોતરી ખાનાર કીડો.

પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય. કૃતિ રી૦ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવુંરે;
ત્યમ કરિયે જો કામ બાળિયે, કેમ બને હળાહળ પીવું. કૃતિ રી૦ ૨
રુધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીએ ત્યાંથીરે;
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢીએ તે બળ કયાંહાંથી. કૃતિ રી૦ ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇને ત્યમ કરીએ પણ આ સૃષ્ટિ કેમ રચાય. કૃતિ રી૦ ૪
ચંદ્ર ઇંદ્ર ગુરુ પત્ની રમિયા, તેમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતિ રી૦ ૫
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ કોઇ કહે નહિ મેલોરે;
તે જોઇને તું તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ રી૦ ૬
કલેશ પ્રિય નારદને છે જોઇ, રખે તું વેલાં કહાડેરે;
તેહનો સંગ ભવભયભંજન ને, તહારો સંગ ભવ પાડે. કૃતિ રી૦ ૭
અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્યે નવ જોશોરે;
દિવ્ય દ્યુતિ મૃત સંજીવન વિદ્યા વેળા પછી રોશો. કૃતિ રી૦ ૮
ગંગા મધ્યે મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેહેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો નિશ્ચય નરકમાં જાવે. કૃતિ રી૦ ૧૦
શંકરસ્વામીનું જોઇ શિષ્યે શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે થયા બહિર્મુખ બાધા. કૃતિ રી૦ ૧૧

પુત્રતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ રી૦ ૧૩
મેહેતે અનામિકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણ નવ જોઇયેરે;
હરિએ હાર મેહેતાને આપ્યો તે વેળા પત ખોઇએ. કૃતિ રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું; ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રી૦ ૧૫

---

## સત્સંગમહિમા.

### પદ ૧૮ મું–ગરબી.

સવ નો સિદ્ધાંત સત્સંગ છે, માનોની તમે સર્વનો સિદ્ધાંત સત્સંગ છે;
ધન્ય ભાગ્ય છે તેનું ત્રિભુવનમાં, જેને હરિના સંગીનો સંગ છે.
નિજ સરખો તે કરે મળતાં જેમ, નીચ જળ ગંગ મળતાં ગંગ છે.
એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ; યમ નિયમ યોગ અષ્ટાંગ છે.
અધમ પતિત થાય મહા સર્વોત્તમ, એવો જેનો સબળ પ્રસંગ છે.
ગોબરકીટને સુંઘાડે પરિમળ પુષ્પનો, એટલો પ્રતાપ તુચ્છ ભૃંગ છે.
વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે, એવી જેની બુદ્ધિઓ
ઉત્તંગ છે.
અવળાનું સવળું કરી નાંખે, ભાગે અઘ દુઃખ જે અભંગ છે.
રાત દિવસ સત્સંગમાં ગમે દયા, તે બેઠા શ્રીહરિને ઉછંગ છે.

---

## પ્રાતની વિચિત્ર રીત!

### પદ ૧૯ મું.

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓખવજી છે, પ્રીતડીની રીત.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહી, વજ્રરેહેણે જટી તે જટી;
પ્રીત ના કહેવાય તે તો સ્વાર્થ સમજવો, ચાર દિવસ પ્રગટીને મટી.
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ પામે તોય જાય ના ઘટી;
શત્રુથી સંતાપ ઘણો સ્નેહથી મળે પણ, તેજમાંહે સૌ મરે મટી.
કહ્યા સમજયામાં ન આવે એ વસ્તુ, જાણે જેને હોય વીતતી વટી;
દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા, ધર્મ લાજ ખોય ને મરે ખટી.

---

## પ્રભુની સાથે રીસામણાં!

### પદ ૨૦ મું.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામરંગ.
જેમાં કાળાશ તે તો સહુ એક સરખું, સર્વમાં કપટ હશે આવું;
કસ્તુરીની બિંદી તો કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું.
કોકિલાનો શબ્દ હું સુણું નહિ કાને, કાગવાણી શકુનમાં ન લાવું;
નીલાંબર કાળી કંચુકી ન પહેરૂં, જમનાનાં નીરમાં ન નહાવું.
મરકત મણિ ને મેઘ દ્રષ્ટે ના જોવા, જાંબુ વંત્યાક ના ખાવું;
દયાના પ્રીતમ સાથે મુખે નિયમ લીધા, પણ મન કહે જે પલક ના નિભાવું

---

## મોહિનીસ્વરૂપ.

### પદ ૨૧ મું.

### ગરબી.

કીયે ઠામે મોહિની ન જાણી રે, મોહનજીમાં, કીયે૦–
ભ્રકુટીની મટકમાં કે ભાળવાની લટકમાં, કે શું મોહની ભરેલી વાણીરે;
ખીટળીયાળા કેશમાં કે મદનમોહન વેશમાં, કે મોરલી
મોહનની પીછાણીરે.
શું મુખારવિંદમાં કે મંદહાસ્ય ફંદમાં, કે કટાક્ષે મોહની વખાણીરે;
કે શું અંગેઅંગમાં કે લલિત ત્રિભંગમાં, કે શું અંગઘેલી કરી શાણીરે.
ચપળ રસિક નેનમાં કે છાની છાની સેનમાં, કે જોબનનું રૂપ કરે પાણીરે.
દયાના પ્રીતમ પોતે મોહિની સ્વરૂપ છે, તન મન ધન હું લૂંટાણીરે.

---

## સુંદરતાની સીમા.

### પદ ૨૨ મું.

શોભા સલુણા શ્યામની, તું જોને સખી, શોભા૦
કોટિ કંદર્પને લજાવે એનું મુખડું, ફીકી પડે છે કળા કામની.
સદગુણસાગર નટવરનાગર, બલિહારી હું એના નામની.
કોટિ આભૂષણનું એરે ભૂષણ, સીમા તું છે એ અભિરામની.
જે ઓળખે તેને તો સાર સર્વનો બીજી વસ્તુ નથી કામની.
અનુપમ એ અલબેલો રસીયો, જીવનમૂળી દયારામની.

---

## પદ ૨૩ મું. દુર્લભ કૃષ્ણભક્તિ.

સહુ સાધનફળ ભક્તિ શ્રીરાધાનાથની,
પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો;
પાર્વતી પ્રત્યે શ્રીમહાદેવે કહી,
તેનું વર્ણન કરી દેખાડું વાણીજો. ૧
પંચજન્મ લગી ભજે અન્ય અવતારને,
હયગ્રીવ ભક્તિ પછી ઉદ્ભવ થાયજો;
હયગ્રીવ ભક્તિ દશ જન્મ કર્યા પછી,
નરસિંહ ભક્તિ ઉદે થાય શ્રુતિ ગાયજો. ૨
સહસ્ર જન્મ શ્રીનરહરિ આરાધન કરે,
પ્રગટ થાય શ્રીમન્નારાયણ ભક્તિજો;
કોટિ જન્મ લગિ શ્રીનારાયણને ભજે,
તવ ઉપજે રઘુપતિ આસક્તિજો. ૩
અનંત જન્મ લગી સેવે શ્રી રામને,
તવ શ્રીકૃષ્ણ ભક્તિ થાય ઉત્પન્નજો;
તેમની પ્રાણવલ્લભા શ્રીરાણી રાધિકા,
તેમના પદપંકજે લુબ્ધ પછી મનજો. ૪
રોમાંચિત ગદગદ થાયે પદ સેવતાં,
પ્રેમલક્ષણા ભક્તિ કહાવે તેનું નામજો;
પણ જીવનું ડહાપણ એમાં નથી કશું ચાલતું,
એ ફળ કેવળ કરુણા બળ ઘનશ્યામજો. ૫
કોટિ જન્મ લગી ધ્યાન સમાધિ તપ આચરે,
કરતાં કરતાં ક્ષીણપાપ નર થાયજો;

શ્રીકૃષ્ણ વિષે ભક્તિ તે જનની ઉપજે,
એક પક્ષ પણ છે એ શાસ્ત્રે ગવાયજો. ૬
અંશ વિભૂતિ કળાવેશ શ્રીકૃષ્ણ તણા,
એ સર્વે અવતાર હરિ કહેવાય જો;
જેમ દ્વિતીયાથી ચડતી કળા શશિ નામ સહુ,
પણ રાકા શશીમાં તે સર્વ સમાયજો. ૭
જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે,
કલ્પ સારસ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારાજો;
શ્રીવલ્લભ સેવ્યા શ્રીભાગવતે ભણ્યા,
અલ્પમતિ શું જાણે જીવ બિચારાજો. ૮
શ્રીજી જે ભક્તિ વશ તે ભક્તિ સદા,
આપો દયાને નિજ લહી શ્રીગુરુદેવજો;
ભવોભવ મને એવા સાચો સંત કરો સદા,
નિરંતર કરૂં ગોપીપતિસેવજો. ૯

પદ ૨૪ સું. દિવ્ય લીલાસ્થળો.

શ્રી વૃંદાવન સુખકારીરે, સમરે નહાસે સહુ પીડા;
જયહાં શ્રી રાધા ગિરિધારીરે, સદા કરે છે રસક્રીડા. ૧
જયહાં રસમય ગિરિ ગોવર્ધન રે, રસમય શ્રી યમુના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલીરે, પૃથ્વી રસમય લો જાણી. ૨
રસરૂપ ચંદ્રમા અચલિતરે, રસમય છે દિવસરેની;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેની. ૩
જયહાં ષટઋતુ સદા વસે છે રે જે મન ઇચ્છે તે થાયે;
છે સર્વ સમગ હરિસ્વાધીન રે, દિવસ રાત પણ થઈ જાયે. ૪

જયહાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવિંદરે, જેમ કાંઇ સ્વરૂપ ને છાયા. ૫
જયહાં પુરુષ એક પુરુષોત્તમરે, બાકી સર્વે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય એહુની અધિકારી. ૬
જયહાં જુગલ કિશોર રમે છે રે, નવરસલીલા નિત્ય નવી;
અનુભવીનું અંતર જાણેરે, શંક વર્ણવી કેમ કવિ ? ૭
જ્ઞાનીની ગતિ નવ પહોંચેરે, પ્રેમરસ પ્રેમીને જરે;
જયમ દૂધ સિંહણીકેરૂંરે, સિંહણસુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષયરસ સમ આણે;
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કેમ થાયે;
શ્રીકૃષ્ણરસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦
મહાઅધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જેમ ઘૃત વિષ જવરવાળાનેરે, તે જ અમૃત ઔષધ સાથે. ૧૧
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વહાલા થાશે;
ભણે દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સહજે થઇ જાશે. ૧૩

---

## પદ ૨૫ મું.

## દ્વિદલાત્મક સ્વરૂપનો ગરબો.

(" ઓરા આવની સલુણા પ્રભુ શામળા જો" એ રાગ.)

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ જુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્. ૧

આવે એકરૂપ [૧]બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્. ૨
એમાં અનુભવીને તો સુધી સમજવું પડે જો;
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય આડે જો. શ્રીમદ્. ૩
તે માટે કહું દૃષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સવ સંશય નાંખે તોડીને જો. શ્રીમદ્. ૪
[૨]ત્વચાસહ ચણો જેમ એક [૩]ભાવ્યમાન છે જો.
અંતરમાં સમાન દ્વિદલ[૪] વિદ્યમાન છે જો શ્રીમદ્. ૫
હવે કહું પૃથક્ પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનંદના નિધિ જો. શ્રીમદ્. ૬
શ્રીજી સાગર ને લહરી [૫]ભાનુનંદિની જો,
[૬]ઇંદુ અલબેલો અલબેલી ચારુ ચંદ્રિની જો. શ્રીમદ્. ૭
વિઠ્ઠલ વહ્નિને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્. ૮
રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,

---

૧. एकमेवाद्वितीयं ब्रह्म । શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે. એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની મતલબ એ છે કે, તે છે તો બે સ્વરૂપ. પરંતુ તે બન્નેમાં ભેદ નથી, બે મળીને એક છે. ૨. ફાતરાં સાથે. ૩. કહેવાય છે. અનુભવાય છે. ૪. બે ભાગ-એક સરખા. ૫. વૃષભાનનાં પુત્રી શ્રીરાધિકાજી. ૨. ચંદ્ર સરખાવો-यथा च चन्द्रिका चन्द्रे प्रभा भानौ हुताशने । गन्धः पृथिव्यामनघ राधिकेयं तथा हरौ । इत्यादि પુરાણ વાક્ય સાથે.

પુરુષ પુરુષોત્તમ રામા રાધિકા બની જો. શ્રીમદ્. ૯
કૃષ્ણ આત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો;
એમાં અધિક ન્યૂન કોઇ કહેવાએ નહી જો. શ્રીમદ્. ૧૦
પરસ્પર શોભા એક એકની ભણું જો,
એકલાં ન શોભે કહું દષ્ટાંત તે તણું જો. શ્રીમદ્. ૧૧
કેસરી[1] અરણ્ય જેમ ચંદ્ર જામિની જો,
શીષ કેશ, દેહી દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્. ૧૨
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા, પ્રિયા પ્રીતમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્. ૧૩
અનલ[2] દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્. ૧૪
એ વિધિ સ્વરૂપ લાલ લાડિલી તણું જો,
એ બે થકી લીલા સર્વ અપર નહિ આણું જો. શ્રીમદ્. ૧૫
સદા રસમય સંભોગી રસ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસનાં જો. શ્રીમદ્. ૧૬

## જ્ઞાનની જરૂર.

### ગરબી. ૨૬ મી.

હો પ્રિય બહેની, હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે;
જગતમાં જન્મી, હરિ સ્વરૂપ જાણ્યાથી ભવનો પાર છે. ટેક.
પૂર્વે જો મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન પ્રપંચને વિસારી. હો પ્રિય૦ ૧

---

૧. સિંહ વનથી. ચંદ્ર રાત્રિથી શોભે છે. મસ્તક કેશથી, આત્મા દેહથી, મેઘ વીજળીથી. ૨. અગ્નિમાં બાળવાની શક્તિ.

ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી, જેને અન્ય વાત ઉર ના ભાવી,
થઇ નિર્ભય પુરુષપદે આવી. હો પ્રિય૦ ૬
વિષયાએ વિદ્યા જે ધારી, વરી ચંદ્રહાસને ઉગારી,
અંતે જે રુક્મિણી ભણનારી. હો પ્રિય ૦ ૩
ધન્ય ભક્તિવંત મીરાંબાઇ, અનન્ય ભજી શ્રી વ્રજરાઇ,
દ્વારકાધીશમાં તેહ સમાઇ. હો પ્રિય૦ ૪
દ્રૌપદી ચીર પૂર્યાં ખહુ હરિ, જયદેવની સ્ત્રી મુઇ જીવતી કરી,
ભક્તિએ કુંતાધીન હરિ. હો પ્રિય૦ ૫
વિઠ્ઠલ ભક્તિવંત મુક્તાબાઈ, જની છાંણે વિઠ્ઠલધ્વનિ ગાઇ,
દલણું દળિયું વિઠ્ઠલ રાઈ. હો પ્રિય૦ ૬
કરમાની ખિચડી વ્હાલા વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી,
શબરી ફળ ખાધાં અવધ બિહારી. હો પ્રિય૦ ૭
શતરૂપા દેવહૂતી ને સુનીતી, વિંધ્યા વળી યજ્ઞપત્ની ને ગોપીજનપ્રીતિ,
ભાગવત પુરાણથી લ્યો પ્રતીતિ. હો પ્રિય૦ ૮
એવી અગણિત સતી કૃતિને ન્યાળી, સાચું સુખ લેવું મોહને ટાળી.
ગુણવંતી થશે અતિ ભાગ્યશાળી. હો પ્રિય ૦ ૯
જ્ઞાને પ્રેમ જેનો પ્રભુ શું લાગે, તેનાં સર્વ દુઃખ સહેજે ભાગે,
દયો કરગરી એ કૃષ્ણ પાસે માગે. હો પ્રિય ૦ ૧૦

---

## પ્રેમરસયાચના.

### ગરબી, પદ ૨૭ મું.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઇને જાચું રે,
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧

રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવેરે,
અમો હું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે,
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં કયાથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિરે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે. ૪
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને ન દેખે રે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે,
રુચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬
વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપો રે,
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માંગું રે,
દયાપ્રીતમજી આપો મને એહ રે, પાયે લળી લાગું રે. ૮

---

## કૃતાર્થતા.

### ગરબી, પદ ૨૮

જેના હ્રદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવું રે,
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે. ટેક.
જેને દઢ આશ્રય શ્રીવલ્લભદેવ. તેને કાંઈ નથી કરવું રે.
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી નથી તરવું રે.
લૌકિકવૈદિક ત્યજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઈ નથી કરવું રે.
દીનભાવ વિરહતાપ ગિરિધરણ, તેને બાકી નથી તરવું રે.

ભજન સર્વાંરમા હરિ ગુરુ સંત, તેને કાંઇ નથી કરવું રે.
દઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત, તેને બાકી નથી તરવું રે.
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ તેને કાંઇ નથી કરવું રે.
ભકત દાસ દયા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવું રે.
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસકત, તેને કાંઇ નથી કરવું રે.
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભકત, તેને બાકી નથી તરવું રે.
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઇ નથી કરવું રે.
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ, તેને બાકી નથી તરવું રે.
આસક્ત સહજે કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઇ નથી કરવું રે.
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે.
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઈ નથી કરવું રે.
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવું રે.

---

## પ્રકટસુખ. પદ ૨૯ મું.

પ્રકટ મળે સુખ થાય, શ્રીગિરિધર પ્રગટ મળે સુખ થાય;
અંતર્યામી અખિલમાં છે તેથી, કહો કોનું દુઃખ જાય. શ્રીગિરિધર.
તેલ વિના સ્ફુટ તિલ પૂરેથી, દીપક કેમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ઠને ભેટે, શીપેરે શીત શમાય. શ્રીગિરિધર.
પૃથ્વી ચાટે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણ સ્પર્શથી, કો કહે જવાળા જણાય. શ્રીગિરિધર.
સુરભિ પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માંખણ તાવ્યે, સર્પિ ભક્ષણ સુખ દાય. શ્રીગિરિધર.
વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના જીવ અકળાય;
રસિયાજન મન રંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય. શ્રીગિરિધર.

## ચિંતાત્યાગ. પદ ૩૦ મું.

સુણો સહુ હરિજન, અન્ન વસન ચિંતા રખે હૃદયે રાખો;
નિશદિન નિશ્ચિંત થઇ સેવા, શ્રીકૃષ્ણ નામ નિત્ય ભાખો. ટેક. ૧
વિશ્વંભર શ્રી પતિ બિરદ સદા, જગ પોષણ જેને જેમ જદાતદા;
તે નિજજન નહિ ભૂલેજ કદા. સુણો સહુ. ૨
વણ ઉદ્યમ અજગર આહાર મળે, નિત્ય સાકર સક્કરખોર ગળે;
તદપિ મન સંદેહ શેં ન ટળે. સુણો સહુ. ૩
ગિરિ શિખર વૃક્ષ જો સદા હર્યાં, હરિવિણ ત્યાં સિંચન કોણે કર્યાં,
સૂકે વાડી વિટપ જન પોષ્યાં ઠર્યાં. સુણો સહુ. ૪
જે સમય ન ઉતરતું અન્ન ગ્રીવા, ત્યારે ઉદય કર્યું સ્તન પય પીવા;
આજ મુગ્ધ પણે બેઠા બીહીવા. સુણો સહુ. ૫
પ્રારબ્ધે આમંત્રણ દીધું, જીવિત લગી નિજ નિજનું લીધું;
એમ સમજી ભજન જોઇએ કીધું. સુણો સહુ. ૬
પેહેલી ચુગણી રચી પછી ચંચુ કરી, ધર્યું નામ સત્ય ભવભરણ હરિ;
બળવણુ પણુ બેસે શીદ ધરી. સુણો સહુ. ૭
મુખ મેરીઅજખગુલ રટણ કરે; પુચ્છ પાણી પીએ ને પગે ચારો ચરે;
જુક્તિ કરી હરિજન દુઃખ હરે. સુણો સહુ. ૮
પીયે સ્વાતિ જળ ચાતક વિશ્વાસે, ભગવંત ભરોંસાથી પાસે;
વણ પ્રતીતિ ભર્યું રહે ઉર ત્રાસે. સુણો સહુ. ૯
પડી સુદૃઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી, જાણે સર્વ સાધન આવ્યાં તેથી બણી;
તેને જાણે સંત સહુ મુકુટ મણિ. સુણો સહુ.૧૦

## યાચના પદ ૩૧ મું. રાગ સોરઠ.

ચિત્ત મારૂં ચોરો રે વ્રજરાજ; હું તો બીજું કાંઇએ ન માગું મહારાજ.
એવી રીતે ચોરો જે કયહુંએ ના જાય, બાર થકી તુજમાં અધિક લોભાય
છૂટવાનો ના રહે એકે ઉપાય ૧. તસ્કર ઉપર કોઇને ન પ્યાર,
દેખી મુખ દંડનો ઉપજે વિચાર; હું તો મારા પ્રાણ કરૂં બલહાર. ૨.
માગું નહિ ચક્રવર્તિપદ સ્વર્ગ, માગું નહિ યોગસિદ્ધિ અપવર્ગ;
માગું નહિ બ્રહ્મસદન પદ ભર્ગ ૩. અલબેલાજી પૂરોને મનડાની આશ.
નિજ બળે રાખો પોતાની પાસ; દાસી કરી એ દયાનો અભિલાષ. ૪.

## પદ ૩૨ મું

હરિ સેવા હરિ સેવા, માગું હરિ સેવા હરિ સેવા;
મુને દો દેવાધિદેવા માo ટેક.
ઈહ લોક તથા પરલોકે, રહે એનો એ એહવા;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તેથી નહિ લેવાદેવા. માo ૧
રુચે ન તમને જેહ પદાર્થ, મુને હજો વિષ જેવા;
તમને પ્રિય જે તે સહેજે, હુંથી બનજો તતખેવા. માo ૨
અવર માગું નિજ સંગી સંગત, જયહાં ભક્તિરસ મેવા;
દયા દયાને એજ કરો, મન નિશ્ચળ તમપદ રેહેવા. માo ૩

## પદ ૩૩ મું.

અધરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી;
ત્યહાં શુધ લેજો મહારી, અલબેલા શ્રીજી. ટેક.
તે વેળા સગાં વહાલાં સહુ રેહેશે અળગાં;
જયારે જમના કિંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી. ત્યહાંo ૧

અવસરે આવી કર સાહશો નહીં કૃષ્ણજી તો;
દુશ્મનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૨
દોષ દેખી જો દીનાનાથ ઓસરશો તો;
તે સમે કોણ છોડવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૩
કુપુત્ર કેરા અવગુણ ઢાંકે શોભા પિતાની;
પ્રકાશે પોતાને લજાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૪
જેવો તેવો પણ હ્યો કહાવ્યો તમારો પ્રભુ;
તમવિના કોણ નિભાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૫

કહેણી રહેણી. પદ ૩૪ મું.

શ્યામ સેવીએરે ગોવિંદ ગાઇએ, કોરી કથનીથી શું થાય. શ્યા૦ ટેક
વિષતણું વખાણ કરે કોઈ, કહે ના મરાય;
તેલ છોટું ઘૃત મોટું કહે, પિંડ પુષ્ટિ ના પમાય. શ્યા૦ ૧
ત્યહાં લગી લાભ શો મોહોટી મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જયારે ખણુસે ખાય. શ્યા૦ ૨
સહુ કોને શીખામણ દે ને, આપ ચાલે અન્યાય.
શિષ્યને સ્ત્રીનો દોષ બતાવે, પોતે લાગે પાય. શ્યા૦ ૩
લખી અંગારા દારૂમાં ચાંપે, કેમ ન લાગે લહાય;
કહેણી તેવી હયા રેહેણી મળે નહીં, કેમ રીઝે વ્રજરાય. શ્યા૦ ૪

વિરહાગ્નિ પદ ૩૫ મું—રાગ સોરઠ.

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજું કોરણ કંદર્પનાં શર વાગિયાંરે, તેં તો. ટેક
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સહેજે તું ખસિયો,
વિરહના અંગારા અંગે જાગિયાં રે. તે તો ઘટઘટ ૧

માતપિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે,
દુર્જન દુશ્મન સહુકો પૂંઠે લાગીયારે. તેં તો ઘટઘટ. ૨
કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઇ નહિ હસિરાળે
તેસાચું સમજી પીડે શોક અભાગિયારે. તેં તો ઘટઘટ. ૩
દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણ વેપારે જોખમ આવી.
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે. તેં તો ઘટઘટ ૪

## ૭૨—અભિલાષા.

### પદ ૭૬ મું.

દર્શન દોનીરે દાસને, મારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને, આપો આપ ઉપર અતિવાહાલ. દ૨૦ ૧
શ્રીનટવરનંદનરે નંદના, ભાવે મુને મદનમનોહર રૂપ;
ચિત્ત ના ચોટેરે માહરૂં, અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ. દ૨૦ ૨
જપે નહી અજપારે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધિરે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દ૨૦ ૩
અન્ય ઉપાસનરે ના ગમે, વિના એક પૂર્ણ પુરુષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમ ભક્તિમાં ગમ. દ૨૦ ૪
(મુને) શ્રીવલ્લભસુતરે ગુરુ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન.
જીવનાં સાધનરે ના જુવે, વહાલો નિજબલે કરે નિજાનંદદાન. દ૨૦૫
સર્વ તપાસ્યુંરે ફરીફરી, કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠુંરે સર્વથી, સેવા સ્મરણ નંદકુમાર. દ૨૦ ૬
શ્રી મહાપ્રભુનીરે કહાનીથી, મુજપર રીઝ્યા રાધાનાથ;
સમૂળ અવિદ્યારે તો ટળે, હરિજી ઝાલો જો મુજ હાથ. દ૨૦ ૭
શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જયહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાનીરે વિનતિ, (મુને) દાસી કરી રાખો નિજપાસ. દ૨૦ ૮

# હીંદી પદો.

## રાગ ભેરવી.પદ ૧ લું.

હમ સાકાર ઉપાસી વે, સખ ગોકુલકે બાસી વે. ટેક.
ઉધો તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુનહીને
પ્રેમીજનકો પંથ નહીં, હમ શુષ્કજ્ઞાની તુમ ચિન્હે. હમ. ૧
મીલવો અરસપરસ ભલ કહિએ, હિલમિલ બાની બિચારા;
મુંદે નૈનાં મૃતક બરાબર, ઉદાસીન ધ્યાન તુમારા. હમ. ૨
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામહે ઉનકા, સમુઝત સમઝનવારે. હમ. ૩
બ્રહ્મરૂપકો જીવ કહત જયોં, જીવ બ્રહ્મ ઠહરાવેં.
એસો જ્ઞાન બસત જાકે હિય, કબુ કલ્યાન નહિ પાવેં. હમ. ૪
જગકર્ત્તાકું રૂપ નહિં તો, જગકું કહાંતેં આયા;
કારન જૈસા કારજ હોવે. ન્યાયશાસ્ત્રમેં ગાયા; હમ. ૫
નિરાકાર કહે દૂરનિવાસી, નિકટી અવયવ દેખે;
તેજોમય રવિ જગત કહત પરિ, અરુન રૂપકાં પેખે. હમ. ૬
રૂપ બિના કર્તૃત્વ બને નહિં, દિવ્યરૂપ શ્રુતિ ગાયા;
કરમુખબિન કયોં બંસી બજાઇ, પાવબિન કયોં બનધાયા. હમ. ૭
તુમ જો જૂદે નહીં બ્રહ્મતેં, તો કો બ્રહ્માનંદ ભોગી;
ભોગ્ય ભોગતા નહિ તુમરે મત, તબ જોગી કયા રોગી. હમ. ૮
ઐશ્વર્યાદિ ખટ ગુન સંયુત નિર્ગુન કૈસે કહિયેં.
અજા ત્રિગુનપરશુદ્ધ સત્વ હરિ, નિરખત સબ સુખ લહિયેં. હમ. ૯
ભકતનેત્ર ભૂષણ શ્રીમદ્, રાધાવર કુંજબિહારી;
દાસ દયાકે પ્રાનજીવનધન શ્રી ગોવર્ધનધારી. હમ. ૧૦

### પદ-૨. રેખતો.

સુનિયે જુ હરિ હજરત કે બંદેકી અરજી હે,
બોદલ હુઇ સબ શાહી સાહેબકી કયા મરજી હે. સુનિયે. ટેક.
જિસ કામકું ભેજાથા સો કુછ ભી નહિ કીયા,
મેં કયા કરું અકેલા કીસીને ન તન દીયા. સુનિયે. ૧
મનાજી સુબેદાર સો દુશ્મનકું જા મીલા,
ઉમરાવ દસો થે સો ઉસકી સંગમેં ચલા. સુનિયે. ૨
માના નહીં કિસીને એક હુકમ હમારા,
દગાબાજ હુઇ ફોજ કિયા કામ નકારા, સુનિયે. ૩
જોરા મેવાસીકા હે કહોગે જુ ના કહા,
લૂટે જાતહેં પે શાન તોસાખાનમેં રહા, સુનિયે. ૪
કહે મુજબ દામ ન દરબાર જાયગો,
ગુનાહગારીમેં ગુલામ બહોત માર ખાયગો, સુનિયે. ૫
દો બાતકા રુક્કા લિખકે મનાજી ફિરાવના,
નહિ તો હજૂર કદમ મેં દયાકું બુલાવના, સુનિયે. ૬

### પદ ૩ જું.

હરદમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તૂં જબાં મેરી,
યેહી મતલબ કે ખાતર કરતા હૂં ખુશામદ તેરી.
દહીં ઔર દૂધ સક્કર દેતા હુ હરવખ્ત તુઝે,
તોભી હરરોજ હરિનામ ન સુનાતી મુઝે.
કરે ગુનગાન ગોવિંદકા તો મુખ પરી વે ભલા,
નહીં તો મૈં એંચ નીકાલૂંગાં, કયા મુખકું ચામ ખલા.
ખોઇ જીંદગાની સારી, સોઇ ગુનાહ માફ કિતેરા,
દયાપ્રીતમ નામ ભૂલે મત આખર વખ્ત મેરા.

### આશીર્વાદ—રાગ ઈમનો.

ચિરંજીવો સુખી રહો તુમ સકલ હરિ જન,
આનંદ મંગલ અખંડ હરિમેં રહો મન. ચિરંજીવો ૧

ભક્તિ પ્રેમ આસક્તિ વ્યસન શ્રીવ્રજેશ,
ગુરુ ભગવદીય ભાવ સદા દુઃખ કહો ન કલેશ. ચિરંજીવો ૨

કરમ કાલ માયા ભય જનમ મરન ભાગો,
શુભ [illegible] સતત મન કુપથ કબુ ન ધાવો. ચિરંજીવો ૩

સદ્ગુણ સત્સંગ સદા રહો પૂરન કામ,
એસી આશીસ દેત દાસ દયારામ. ચિરંજીવો ૪

---

## શ્રીપુષ્ટિમાર્ગીય બાલશિક્ષામાળા.

[illegible]
શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીના દિવ્ય સિદ્ધાંતોનું નિરૂપણ કરનારું
અદ્વિતીય માસિક.

# શુદ્ધાદ્વૈત

## થોડાજ સમયમાં બહાર પડશે.

વાર્ષિક લવાજમ ( ટપાલ ખર્ચ સાથે ) માત્ર બે રૂપીઆ

શુદ્ધાદ્વૈત વેદાંતનાં તત્વો સરલ અને અસરકારક ભાષામાં જાણવાં હોય, ઉત્તમોત્તમ રહસ્યથી ભરપૂર સાંપ્રદાયિક સંસ્કૃત ગ્રંથરત્નોનું સ્વરૂપ સરલ ગુજરાતી ભાષામાં જાણવાની મરજી થતી હોય, એકડેએકથી અભ્યાસ શરૂ કરીને તે ઠેઠ મહાન સિદ્ધાંત ગ્રંથો સુધી પહોંચવાની ઇચ્છા ઉદ્ભવતી હોય, શ્રીગોકુલેશપ્રભુ-શ્રીહરિરાયમહાપ્રભુ આદિ મહાનુભાવોનાં વચનામૃતોનું પાન કરવ તલસી રહ્યા હો તો અવશ્ય આ માસિકના ગ્રાહક બનો. દરેક માસિકમાં એક સુંદર સાંપ્રદાયિક વાર્તા આવશે. ટૂંકમાં આ માસિક સંપ્રદાયમાં પહેલુંજ છે એમ સમજી લેશોજી.

તંત્રી અને પ્રકાશક—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી
૨૦૫૧, રાજામહેતાની પોળ-અમદાવાદ.

---

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં [illegible] મેનેજરે છાપ્યું, [illegible]
અમદાવાદ અને વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીએ પ્રસિદ્ધ કર્યું [illegible]
રાજામહેતાની પોળ-અમદાવાદ.